Veenakumari in "DESH DASI" Running to Crowded Houses for the 6th week at the West End Talkies.

પુસ્તક ૧. ] તા. ૩૧-૮-૧૯૩૫ [ અંક ૨૩

# રણજીત સ્ટુડીઓ

—વાતાવરણમાં એક જ વાત અને એક જ નામના ભણકારા વાગે છે-**નૂરે વતન** કદાચ આ અંક પ્રેક્ષકોના હાથમાં આવે એટલામાં નૂરે વતન-ફીલ્મ એડીટરના ઓરડામાં પહોંચી ગયું હશે.

—**કીંમતી આંસુ** બે હજાર ફૂટ દોડીને પાછું ગુમ થઇ ગયું છે. નૂરે વતન પછી એ સેટીંગમાં ચમકશે. હમણાં તો એ આંસુની કલ્પના કરવામાં-એની ભીતરમાં રહેલી કરૂણતા કલમ પર લાવવામાં શ્રી. ચંદુલાલ શાહ મશગુલ થઇ ગયા છે.

—કાલા ચોર નૂરે વતન અથવા કીંમતી આંસુ પરવાનગી આપે ત્યારે સ્ટુડીઓમાં દાખલ થાય છે પણ એ દાંત ભીંસી રહેલ છે કે એક વખત મને આવવા દો પછી હું ખસીશ જ નહીં—કબજો બળવાન છે!

—મી. જયંત દેસાઇ નૂરે વતન પછી નવા ચિત્રપટ માટે કઇ વાર્તા હાથ ધરવી એની વિવંચનામાં પડ્યા છે. ઓર્ડીનન્સ એવો છે કે સપ્ટેમ્બરની પંદરમીએ સીનાર્યો તૈયાર જોઇએ! નૂરે વતનનો મીલીટરી રૂવાબ વાર્તા પરત્વે પણ એમણે ચાલુ રાખ્યો છે! હાલ તુરત તો અંધ કવિ મિલ્ટનનું વાક્ય બોલ્યા કરે છે. They also serve who stand and wait.

—જ્યારે શ્રી. શાહ નવો હુકુમ બહાર પાડે છેઃ હું કીંમતી આંસુની શોધ પૂરી કરી લઉં કે તુરત જ મને સ્ટુડીયો સુપ્રત કરી દેવો-હું ચિત્રપટ પુરૂ કર્યા પછી જ સ્ટુડીઓ ખાલી કરીશ. અને મી. શાહની ગતિ અતિશય ત્વરિત-સીન શરૂ કર્યો કે એ એમાં તન્મય બની જાય છે. ન આરામ ન વાતચીત એક જ વાત એક જ અવાજ—Shoot

—મેડ પ્રીન્સેસને સીનેર્યોની ચોપડીમાં કેદ કરવામાં આવી છે. કીંમતી આંસુના કરતાં ય પોતાના પાગલપણાની કીંમત એના મનથી એને બહુ મોટી લાગે છે-એ ચોપડીના પાનામાં પડી પડી બબડે છે સૌ દોડી ટયો—હું આવીશ ત્યારે તમારે સૌને હડી જવું પડશે—O. K. Your Highness.

# છે.... .... .... .... .... ....નથી

—મી. અદી બીલીમોરીયાએ મોટર મીકેનીકનો ધંધો શરૂ કર્યો છે.

—મી. ઘોરીએ કોઇ રાજાના સેક્રેટરીની નોકરી શરૂ કરી છે.

—મી. દિક્ષિત એવા જમાઇની શોધમાં છે કે જેને ત્યાં એ જીંદગીભર આરામથી ભોજન વિગેરે લઇ શકે.

—મી. ચાર્લી એવા કુંભીયાની શોધમાં છે કે શાદી કર્યા પછી એને ઓરતનો માર ખાવો ન પડે.

—મી. કેકી અડાજણીયા ઉર્ફે કેકી બાવા કોઇ મોટા રજવાડામાં મૂખ્ય પ્રધાનની જગા પર નિમાઇ ગયા છે.

—ઇશ્વરલાલ સૌંદર્યના ઉપાસક કેમ બનવું એને માટે તાલીમ લઇ રહ્યા છે.

—રામ આપ્ટે હરિજન ઉદ્ધારના કાર્યમાં જોડાઇ ગયા છે.

—રાજા સેન્ડોને જેલ તોડીને નાસી જવા બદલ ફરી પકડવામાં આવેલ છે.

—ભૂપતરાયને દાઢી વધારવાનો ખાસ હુકુમ આપવામાં આવ્યો છે અને એમની દાઢી સાચી છે કે બનાવટી એની ખાત્રી કરવા જયંત દેસાઇ એમને રોજ પૂછપરછ કરે છે.

—રણજીતના મોટર ડ્રાઇવરોએ જયંત દેસાઇને મુબારકબાદી આપી છે કે એક મોટર ડ્રાઇવરની મજનુના જેવી કેરેકટર એમણે નૂરે વતનમાં પેશ કરી છે.

—એબીસીનીયા અને ઇટાલી વચ્ચે લડાઇ થાય તો કોણે કયા પક્ષમાં જોડાવું એને માટે ભારે ગરમાગરમ ચર્ચા થઇ રહી છે-મી બીલીમોરીયા કયા પક્ષમાં જાય છે એ નક્કી થાય એની રાહ જોવાય છે. પછી તો વિલન ઇશ્વરલાલ સામા પક્ષમાં હોય એ સમજી લેવાનું. બાકીના પાત્રો કોઇની સંમતિ વિના મી. દેસાઇ જુદા જુદા પક્ષમાં વહેંચી આપશે. યુદ્ધ શરૂ થયાં પહેલાં આનો નિર્ણય આવે તો સારૂં.

**ઉપર લખેલી હકીકતો સાચી છે અને સાચી નથી.**

---

# •—: ઇ ના મ :—•

નીચેના પાત્રોને લક્ષ્યમાં રાખી ગુજરાતી ભાષામાં એક સૌથી સચોટ એકાંકી નાટક ( વધારેમાં વધારે આઠ ફૂલ્સકેપમાં લખેલું ) રણજીત બુલેટીનના અધિપતિના સરનામે ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં મોકલનારને રૂપીઆ પંદરનું ઇનામ આપવામાં આવશે. અધિપતિનો નિર્ણય આખરી ગણાશે.

**ખાસ નોંધ:**—લેખકે નાટક મોકલતી વખતે રણજીત બુલેટીનમાંથી આ કુપન સાથે કાપીને મોકલવાનું છે. કુપન વિનાના લેખો સ્વીકારવામાં નહીં આવે. કવર પર 'ઇનામી એકાંકી નાટક' લખેલું હોવું જોઇએ.

**અદી બીલીમોરીયા** ... ... ... ખલ નાયક ( વિલન )

**ઇશ્વરલાલ** ... ... ... ... નાયક

**રાજા સેન્ડો** ... ... ... ... કોમેડીયન

**દિક્ષિત**
**ઘોરી** } ... ... ... ... વિલનના મદદગાર
**ચાર્લી**

આ નાટકમાં એકે સ્ત્રી પાત્ર ન હોવું જોઇએ—

# મારૂં નામ છે

# માલતિ !

**દોસ્તો !**

હું કોલેજમાં હતી. તમે મને નિરખી નિરખીને જોતા હતા. હું કોલેજના દરવાજાને છેલ્લા સલામ કરીને નીકળી—ત્યારે તમે બધા મારી સાથે હતા. જીંદગીના દરિયામાં મેં મારી કિસ્તી ઝુકાવી ત્યારે પણ તમે મારા સુખ દુઃખના ભાગીદાર હતા કોણ જાણે શાથી પણ મને આટલા બધા સુખ દુઃખના સાથીદારો જોઇને અકળામણ થાય છે. તમે પૂછશો કે મિત્રો, પ્રશંસકો અને શુભેચ્છકોની સંખ્યા વધતી રહે એ તો ખુશી થવા જેવો પ્રસંગ ગણાય એમાં અકળામણ શી ? પણ મિત્રો ! અતિ સુખ કોઇક વખત માણસને અકળાવી મુકે છે એટલે તમારી બધાની ભલી લાગણી હું આકર્ષી શકું છું એ મને હર્ષના ઉન્માદને બદલે મુંઝવણમાં મુકી દે છે હું જ્યારે જ્યારે બોલું છું ત્યારે ત્યારે તમે મને વાકયે વાકયે વધાવી લ્યો છો—હું જરાક જેટલું સ્મિત કરૂં છું તો તમે બધા એની પ્રશંસા કરો છો આટલી બધી લાગણી હું કેમ એકધારી ટકાવી રાખું—તમારા બધાનાં આકર્ષણને હું કેમ નિભાવી રાખું એજ વિચાર મારા મનમાં હમેશાં ઘોળાયા કરે છે.

કોલેજ કન્યામાં તમે મને જુદીજ જાતના પ્રશંસા પત્રોથી વધાવી છે હું તમારા તમામના પત્રો બરોબર વાંચું છું અને એમાંથી સાર તારવી લઉં છું—હમણાં હમણાં મારા ઉપર આવતા પત્રો માંથી એક વાત હું જોઇ શકી છું કે તમે બધા નવીનતા ચાહો છો—માત્ર રૂપનો મોહ તમને ખેંચી શકશે નહીં.

તમે તમ.રા પત્રો દ્વારા જે વાત કહી રહ્યા છો એને અમલમાં મુકવાનું મેં મુનાસિબ ધાર્યું છે અને હું એથીજ તદન નવાજ સ્વાંગ સજી ટુંક સમયમાં તમારી સમક્ષ રજુ થાઉં છું.

હું તમને કોલેજ કન્યાનો તીવ્ર તનમનાટ, નાદિરાનું રોમાન્સ અને તુફાનમેલની મસ્તી તદન જુદી જ રીતે નૂરેવતન દ્વારા રજુ કરવાના કોડ રાખું છું. મારૂં મારા તમામ મિત્રોને—વખાણનારાઓને વચન છે કે આ ચિત્રપટમાં હું ખૂબ વિશ્વાસપૂર્વક તમારાં હૃદયને જીતી લેવા કોશીશ કરીશ. જ્યારે જ્યારે હું તમને હસાવવાની કોશીશ કરૂં છું, તમારૂં મનો રંજન કરવાની તકલીફ લઉં છું, તમારા અંતરનાં તારને ઝણઝણાવી મુકવા માંગું છું, ત્યારે ત્યારે હું અચૂક સફળ થઇ છું એમ તમે પુકારી પુકારીને કહ્યું છે. તો હવે તમારી અધિરાઇને કાબુમાં રાખો તમારી કલ્પનાને રોકી રાખો—તમારે પાનાં ભરીને પ્રશંસાના પત્રો લખવા પડે એવા જીગરજીત રોલમાં હું આવું છું મારૂં નવું નામ છે—**માલતિ !**

# "વિલાસ"ના પ્રેક્ષકોના પાનામાં

**મી. સુધાકર બી. એ. દેશ દાસી જોયા પછી પોતાના વિચાર રજુ કરે છે!**

મેં એ જોયું; અને મને એક વાત ખરી લાગી. એ ચિત્ર પછવાડે રજુ કરવામાં આવેલા વિચારોએ મને ખૂબ વિચારમાં મુકી દીધો. શહેરો તરફ અને શહેરી જીવન તરફ મને ભયંકર તીરસ્કાર છુટયો. મહાત્મા ગાંધીજી જેવી મહાન વ્યકિતના લખાણો અને વ્યાખ્યાનોથીયે જે ગ્રામ્યોધ્ધારની વાતો મારા સમજમાં ન હોતી આવી શકી તે આ ચિત્ર જોયા પછી આવી ગઇ. દેશની કરૂણ કંગાળીયત અને ભયાનક અજ્ઞાનતાનો આ ચિત્રની વાર્તા દ્વારા મેં સુંદર અને હુબહુ પરિચય મેળવ્યો.

હિન્દુસ્તાનના ગરીબ અને કંગાળ ગામડાઓમાં કારનીવલ જેવાં અનીષ્ટો ત્યાંની પ્રજાનું કેટલું નીકંદન વાળી રહ્યા છે અને ગામડીઆઓ એવાં કાર્નિવલની ઇન્દ્રજાળમાં એકના આઠ કરવાની ઇચ્છાએ કેવા સપડાઇ જાય છે, તે અનુભવ્યું. દેશદાસીએ મને એક નવી સૃષ્ટિ દેખાડી કે જેમાં ગરીબો હતાં અને ગરીબોનાજ પૈસાપર તાગડધીન્ના કરી ગરીબોને ચુંસનારા પૂંજીપતિઓ હતા.

એ ચિત્રની અંદર સમાજવાદનો આદેશ ઝળહળી રહ્યો છે. સેવાનો મહામંત્ર એમાંથી જડી આવે છે; અને એટલુંજ નહિ; જીવનની ખરી ફીલસુફીનું 'દેશદાસી'માં ચિત્રણ થયું છે.

દુષ્કાળની અંદર ગ્રામ્યવાસીઓ કેવા દારૂણ કષ્ટમાંથી પસાર થાય તે તેનો હૃદયસ્પર્શી ચીતાર જોતાં જીગર રડી ઉઠે છે, આંખો ભીની અને વધારે ભીની બની જાય છે એક આખું કુટુંબ ભુખમરો ન સહન થઇ શકવાથી જ્યારે કુવામાં પડે છે ત્યારે હૃદય કકળી ઉઠે છે. ઇશ્વર ઉપર તીરસ્કાર આવે છે. મુડીવાદ તરફ ધૃણા ઉત્પન્ન થાય છે.

એક જુવાન છે; એની પત્નિ પ્લેગના ભયાનક રોગમાં સપડાઇ ગઇ છે...દેશદાસી એના ઘરપર ડોકટરને લઇને આવે છે પરંતુ પેલો જુવાન ડોકટરને અંદર જવા દેવાની ના પાડી રહ્યો છે. કારણ કે એની પત્નિના રોગી શરીર પર ઢાંકવા માટે વસ્ત્ર પણ એના ઘરમાં નથી...કેટલાક દિવસ થયા તો એણે ખાધું નથી. કેટલી ભયાનક કંગાળીયત?

અને આ બધી કંગાળીઅતનો જન્મદાતા કોણ? આ આખુંયે ચિત્ર જોયા પછી જીગરમાંથી પશ્ન ઉઠે છે. મુડીવાદ અને પરતંત્રતા આંખ સામે ભયાનક દુષણની માફક આપણી સામે આવીને ખડાં થાવ છે. અને એટલેજ મારે કહી નાખવું પડે છે કે 'યુગલક્ષી ચિત્ર' તરીકેની કક્ષામાં પેશ કરી શકાય તેવું આ ચિત્ર ઉતારી રણજીતના સંચાલકોએ મહાત્મા ગાંધીજીના ગ્રામ્યોદ્ધારના આદેશને વધારે વિસ્તૃત અને વધારે વેગવંત બનાવેલ છે.

મીસ ગોહરે આ ચિત્રનો ભાવાર્થ જાણે બરાબર સમજી લીધો હોય એવો એનો અભિનય છે. ગોહર તરફ મને મુળથીજ પક્ષપાત છે. એના અભિનયમાં જે સંયમ મને દેખાયો છે તે હું કોઇપણ નટીના અભિનયમાં જોઇ શકયો નથી.

એકંદરે દેશદાસી એક એવું ચિત્ર છે કે જે જોયા પછી મને પોતાને મહાત્મા ગાંધીજીની ગ્રામ્યોધ્ધારની વાતો-પાછળનું રહસ્ય સુંદર રીતે સમજાયું છે અને તેથી જ શ્રી ચંદુલાલ શાહને આવું એક સુંદર અને સંસ્કારી ચિત્ર રજુ કરવા માટે અભીનંદનનો પુષ્પહાર પહેરાવ્યા સીવાય હું રહી શકતો નથી.

અન્ય ડીરેકટરો જ્યારે દેશ અને કાળને અનુસરતાં ચીત્રો મી. શાહની માફક રજુ કરશે ત્યારે હીન્દનો સીનેમા ઉદ્યોગ સ્વરાજ પ્રાપ્તિનું એક સબળ હથીઆર બની રહેશે.

અમદાવાદ તા. ૨૦-૮-૩૫

Studio Air is full of one thing only—and only one talk is demandin attention—and that is—by the time this issue is out "NOOR-EVATAN" will b consigned to the Editor's room.

About two thousand feet of "KIMTI ANSU" have been shot—and then th matters have rested there. It will be facing the cameras after "Noor-e-Vatan" i finished. Right now Mr. Chandulal Shah is busy imagining all sorts of tears and i engrossed in translating them in black and white.

**"Black Bandit"** is denied the studio floor, either by "Noor-e-Vatan" or b "Kimti Ansu". But the Bandit is not at all upset. He says "Just let me get a opportunity to shelve myself in on the studio—then see—possession is nine points i law you know!!!

**Mr. Jayant Desai** is racking brains for the next subject after "Noor-e Vatan. Orders have been issued to the effect that the scenario of the subject be kep ready by 15th Sep. And Mr. Desai has not been able to shake off the military a that he has imbibed while directing the picture. For the time everybody is saying— "They also Serve who stand and wait".

**Mr. Chandulal Shah** has issued a new firman. "As soon as I have com pleted my search of "Priceless Tears"—then I will take full possession of the Studi floor. I will vacate the floor only when I have completed the picture. And whe Mr. Shah "Shoots"—well he "Shoots"—he is in tune with the subject—does not chitch or allow his attention to be diverted—just goes on "Shooting".

**"Mad Princess"** has been consigned to the scenario work. She thinks he self to be more important—more valuable than "Priceless Tears".—She is hea murmuring in the book—"let others dash, run". When I come all will have to get asi —O. K. Your Highness.

GLORIOUS **GOHAR**

is sure to enhance her record of magnificent performances in her Coming Attraction

## "KIMTI ANSU"

with E. BILLIMORIA.

---

*A Chandulal Shah Production.*

ગૌરાંગી ગોહર અને ઇ. બીલીમોરીયા

અભિનય શકિતના રેકર્ડને વધુ ઓપ આપવા

આવે છે

## "કિંમતી આંસુ"માં

ચંદુલાલ શાહ પ્રોડક્ષન

# ODDS and - - - - ENDS

—Mr. EDDIE BILLIMORIA has started the vocation of a motor mechanic.

—Mr. GHORY is working as a Secretary to a Rajah.

—Mr. DIXIT is in search of a son-in-law at whose place he can have ease and lots of food to eat.

—Mr. CHARLIE is searching for a Talisman which would spare him rods from his better half—after his marriage of course!!!

—Mr. KEKI ADAJANIA, more popularly known as Keki Bawa, is appointed Prime Minister of a State.

—ISHWARLAL is taking lessons in how to become a Worshipper of Beauty.

—RAJA SANDOW has been arrested—after his escape from the jail.

—BHUPATRAI has been ordered to grow a beard. Jayant Desai inspects his beard just to see whether the beard is genuine or fake!

—RANJIT'S motor drivers have been blessing Mr. Jayant Desai—you see—he has painted one of their ilk as a Majnu in "Noor-e-Vatan"

—In case war breaks out between Italy and Abysynnia, which side should we take–this question is engrossing the attention of one and all. All are awaiting to see which side Mr. Billimoria takes—and then naturally enough Mr. Ishwarlal would be found in the ranks of the opposite camp. All the other players will be pitchforked in different Camps by Mr. Jayant Desai—without consulting any body. It is better if anything is decided before war starts.

*These Odds and Ends are True and Not True.*

A Scene from "NOOR-E-VATAN"

# માત્ર કલ્પના!

વાકય ઘણું હોય કલાસ છે એ આમ ભાવ સાથે આવી રીતે-"

"બસ બસ મી. સ્ટોરી રાઇટર! વાતોથી દહાડા નહીં વળે. જરા તમે જ આ સીન ડાયરેકટ કરોને-આ રહ્યા અમારા આર્ટીસ્ટો!" મી. દેસાઇએ સીનનું કાગળીયું લેખક મહાશયના હાથમાં સુપ્રત કર્યું.

રૂવાબમાં મી. લેખકે કાગળ હાથમાં લીધો. "મી. બીલીમોરીયા, તમે આ સંવાદ પૂરી ભાવના સાથે બોલો જોવું." લેખકે ડીરેકશનનાં શ્રી ગણેશ શરૂ કર્યા.

"પણ પહેલાં કેમેરા કયાં છે એ તો કહો એમ ને એમ હું કયાં બોલું? કેમ બોલું-?"

"હાં હાં કેમેરા! ઓહો! મી. કેમેરામેન કેમેરા મૂકોને."

"પણ ફીલ્ડ કેટલું છે?"

"ફીલ્ડ! એ શું?"

લેખક મહાશય મુંઝાયા. ચાલી એમની મદદે આવ્યો.

"મી. ડાયરેકટર! ફીલ્ડ યાને મયદાન-જગા જેમાં ઉભા રહીને અમે સંવાદો બોલીયે તે-"

"હાં હાં મી. કેમેરામેન, અદી અને ચાલી બન્ને બોલે છે. એમના ચ્હેરા મોટા દેખાવા જોઇએ-એમ કેમેરા મૂકો." કેમેરામેને કેમેરા મુકયો અને મી. લેખકે ભાવના સાથે કેમ સંવાદ બોલવો એની સમજુતી આપવા માંડી.

"મી. ડાયરેકટર! તમે મારી ભાવનાના ભુકકા કરી નાખો છો-તમે એનું ગુપ્ત રહસ્ય સમજો નહીં અને સીનમાં ભાંગરો વાટો છો!" એક લેખક મહાશયે શ્રી. જયંત દેસાઇ સાથે જરા કરડાકીથી વાત કરી.

—"એ મીસ્તર! તમે કઇ દુનીયામાંથી આવો છો-ગુપ્ત રહસ્ય નાનાલાલના જયા-જયંતમાં ચાલે-ફીલમમાં નહીં-અહીંઆ તો સ્પષ્ટ વાત ચાલશે" એટલું કહીને મી. દેસાઇએ તો સીન લેવો શરૂ કર્યો.

"પણ મી. ડાયરેકટર! જુઓની આ

"દોસ્ત તું મારી પ્રિયતમાને કહેજે હું એનું નામ જપતાં જપતાં આ દુનીયાનો ત્યાગ કરી ગયો છું–જો જો દૂર દૂર–પૃથ્વીની પેલી પાર મારો આત્મા વિહરી રહ્યો છે."–સંવાદ બોલતાં બોલતાં લેખકની આંખમાં આંસુ આવ્યાં. એણે હાથ લાંબા કરી આકાશ સામે જોઇ ડગલાં ભરતાં ભરતાં ચાલવા માંડ્યું–પછી અટકીને ઉભા.

"જોયું મી. બીલીમોરીયા? આમ ભાવના અને ગતિનું સામ્ય સાચવીને–"

"સામ્ય શું?"

"એટલું ય ન સમજ્યા? સામ્ય એટલે સરખાપણું."

"હં હં પણ લેન્સ તો છે ઇંચનું ને હું ચાલુ કેમ!"

"લેન્સ!"–લેખક મ્હોં વકાશીને ઉભા રહ્યા.

"મી. લેખક તમે પાછા જ્યાંથી આવ્યા હો ત્યાં સીધાવો"–દિક્ષિતે સામે આવીને સાફ શબ્દોમાં કહી દીધું–બધા હસી પડયા. મી. લેખક મહાશય ગુસ્સે થઇ ગયા. કાગળ જમીન પર પછાડી બબડી ઉઠ્યા: "મારી ભાવના મરી ગઇ!"

મી. દેસાઇએ કાગળ ઉઠાવીને કામ શરૂ કર્યું. સાંજ પહેલાં ભાવનાનાં ગુપ્ત રહસ્યોની ઉપર લાલ પેન્સીલો મારીને સીન પૂરો કર્યો.

× × ×

વેસ્ટ એન્ડમાં ચિકાર ઓડીયન્સ વચ્ચે નવું ચિત્રપટ ચાલી રહ્યું છે...લેખક અને ડાયરેક્ટર સામે જોવા બેઠા છે ભાવનાના ગુપ્ત રહસ્યવાળો સીન આવ્યો–ડાયરેક્ટરે લેખક મહાશયને પુછ્યું "કેમ મહાશય! ભાવના મરી ગઇ કે જીવે છે?" લેખક મહાશયનો જવાબ પ્રેક્ષકોની તાલીયોના ગડગડાટમાં ગુમ થઇ ગયો!

The CROWNING ACHIEVEMENT

Tamil
Talkie Production

# Bhakta Ramadoss

FEATURING:
The Wellknown
MADURA DEVI BALA VINOTHA SANKETHA SABHA of NAWAB T. S. RAJAMANICKAM and Comedian SARANGAPANI.

The Stage Play that has unsurpassed Record runs at Madras and other places and appreciated by Mahatma Gandhi, Ex-Governor of Madras, Sir R. K. Shanmugam Chetty, K. C. I. E., Ex-President of M. L. A. Divan of Cochin. Now made into the greatest of Tamil Pictures so far produced.

ACTUAL SCENES TAKEN AT BADRACHELLAM

GRIPPING DRAMATIC SITUATIONS

—:o:—

PLEASING PHOTOGRAPHY & FLAWLESS RECORDING

**COMIC PUNCHES PRODUCING**
**—CONVULSIVE LAUGHTER—**

PRODUCED BY

## PARMESWAR SOUND PICTURES

COIMBATORE

at
**RANJIT STUDIO—**
**offer invited for Sale Rights for Burma and F. M. S.**

Enquiries Pouring in write now to secure for RELEASE in your THEATRE.

અમદાવાદ તા. ૨૦-૮-૩૫

**બ્હેન ગોહર,**

હું તમારી તમામ ફીલ્મો જોઉં છું કારણ કે અમારે ઘેરથી મને ફરજીઆત લઈ જાય છે. માફ કરજો મને, પણ હું દેશી ફીલ્મોનો પ્રશંસક નથી કોણ જાણે કેમ પણ એ ફીલ્મોમાં મને કંઈને કંઈ એવી વાતો દેખાય છે કે જે મારા મત મુજબ અઘટિત હોય છે પણ એ વાત ચર્ચવાનો અત્યારે આશય નથી.

હું, માત્ર એટલુંજ જાણવા માંગતો હતો કે સ્ત્રીઓ ઉપર તમે આટલો બધો કઈ જાતના જાદુથી કાબુ મેળવીલીધો છે કે તમારૂં નામ જાહેર ખબરમાં વાંચ્યું કે બસ એ ફીલ્મ જોવી જ પડે. આશ્ચર્ય તો એ છે કે એ પોતે ફીલ્મ જોઇને સંતોષ નથી માનતી. એમ બનતું હોય તો પૈસા આપી દઉં પણ જંગ તો એવો જામે છે કે મારે પણ એ ફીલ્મ જોવીજ–

એક વખત મેં સહજ પુછ્યું કે ગોહરની ફીલ્મ મને બતાવવાનો આગ્રહ તું શા સારૂ કરે છે. એ બીચારીએ એક વાકયમાં મને જે વાત કરી છે એ હું તમને જણાવીને થોડો મનનો સંતોષ મેળવી લેવા માગું છું એણે કહ્યું કે "ગોહરની ફીલ્મ જોઈ મન એમ થાય છે કે હું જેવી છું એવી ભલે રહી. હું બહુ સારી છું"—મેં આ વાકય પર બહુ વિચાર કર્યો. સ્ત્રીના મનમાં આટલું ગૌરવ પેદા કરવા માટે હું તમને ,મુબારકબાદી આપું છું. તમે તમારી ફીલ્મોમાં હિંદુ સ્ત્રીના આદર્શોનો જે ઉમદા ખ્યાલ મૂકો છો એણે ઘણી બ્હેનોના મન ઉપર સારી અસર કરી છે. સ્ત્રી ઓછું ભણેલી છે માટે તરછોડવા લાયક છે એ ખ્યાલ તમે દૂર કરી સ્ત્રીના હૃદયમાં રહેલી સહજ કોમળતા અને મૃદુ ભાવના તરફ સ્ત્રીઓનું અને પુરૂષોનું ધ્યાન ખેંચ્યું છે એ વાત મારે ગળે ઉતરી ગઈ છે.

હિંદુ સ્ત્રીની આવી મંગલમૂર્તિ હરહમેશ સમાજ સમક્ષ જીવતી રાખવા બદલ તમને ફરી અભિનંદન આપું છું—

હું છું એક એવી<br>મંગલમૂર્તિનો પતિદેવ.

* × *

મુંબઈ તા. ૧૭-૮-૩૫

**ભાઈશ્રી ચંદુલાલ શાહ,**

તમે મેડ પ્રીન્સેસ મુલતવી રાખીને કીમતી આંસુ શરૂ કર્યું છે એ ખબર મને બુલેટીન મારફત મળ્યા. તમે બહુ કામકાજ-વાળા માણસ છો એ હું જાણું છું છતાં તમને એક વાતનો ખુલાસો પુછવાની ઇચ્છાને હું રોકી શકતો નથી.

# ઝંડા ઉંચા રહે હમારા !

**દેશ દાસી** આજથી છઠ્ઠા અઠવાડીયામાં વેસ્ટ એન્ડ સીનેમાને શોભાવે છે. વસ્તુનો આત્મા અને સંવાદોની સચોટતાએ મુંબઇની પ્રજાનું અદ્‌ભુત આકર્ષણ કરેલ છે એ વાત દર અઠવાડીયે હજારો પ્રેક્ષકોની હાજરી પુરવાર કરે છે. વેસ્ટ એન્ડનો રવિવાર એટલે મુંબઇના ખાસ શિષ્ટ કુટુંબોનું નિયમિત આગમન. ગાડીઓમાંથી ચપોચપ ઉતરતાં સંસ્કારી પ્રેક્ષકોને જોઇ દેશ દાસી જેવો વિષય પસંદ કરવા માટે અને આત્મ વિશ્વાસ સાથે રૂપેરી પરદા પર રજુ કરવા માટે સંચાલકોને આનંદ થાય એ સ્વભાવિક છે.

દેશ દાસીનું પાત્ર ભજવ્યા પછી મીસ ગોહર ઉપર આવતા મુબારકબાદીના પત્રો-ખાસ કરીને ભાવિજીવન વિશેની ભલામણોના સૂચનો અને લાગણીભર્યા ઉદ્‌ગારો જો એકઠા કરીને છાપીએ તો બુલેટીનનાં પાનાંનાં પાનાં ભરાય જાય. પણ એ બધાં પત્રો, નિબંધો, સૂચનો અને ઉર્મિ પ્રદર્શનોમાંથી એક વાત સ્પષ્ટ સમજાય છે કે પાત્રની નવીનતા અને એના સચોટ નિરૂપણે તમામ પ્રેક્ષકોના હૃદય પર ઉમદા અસર કરી છે....ખાસ કરીને જ્યારે ચિત્રપટની વસ્તુ અને મુખ્ય કુલાકારનું જાહેર જનતાની દૃષ્ટિએ મૂલ્ય આંકવાની પરિસ્થિતિ ઊભી કરૂવામાં આવી ત્યારે તો રણુજીતને સાંપડેલા વિજય બદલ હર્ષભર્યો ગર્વ થાય તો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પડકાર કર્યા પછી પાછા હઠવાની જરાય ભીતિ વિના પૂરા વિશ્વાસ સાથે પોતાનું ચિત્રપટ રજુ કરવું એ એક વાત છે અને જાહેર ખબરમાં ગરજી લીધા પછી મેદાનમાંથી હઠવું પડે એ બીજી વાત છે. અમને જણાવતાં હર્ષ થાય છે કે દેશ દાસી મોખરે રહી છે અને હજુ પણ રહેશે.

આત્મશ્લાઘા એ હર વખતે અયોગ્ય નથી. માનવ પ્રકૃતિનો એ સહજ દોષ ઘણીવેવાર જીવનમાં પ્રેરકતત્વ બને છે. સાવચેત રહેનારને માટે પોતે કરેલી આત્મશ્લાઘા દીવાદાંડી બની રહે છે. દેશ દાસીને મળેલો સાફ સાફ વિજય અને એને અંગે થયેલી યદ્દકિંચિત ક્ષમ્ય આત્મશ્લાઘા હમેશાં ભાવિ કાર્યક્રમ માટે પ્રેરક બની રહેશે એમાં જરાય શંકા નથી-ભવિષ્યમાં દેશ દાસી જેવા લોકમાન્ય અને વિશાળ ભાવનાવાળા પ્રશ્નોને ચર્ચતાં ચિત્રપટો બનાવવા માટે રણુજીત પ્રોત્સાહિત રહેશે એટલું જ નહીં પણ જાહેર પ્રજાએ આપેલા આવકારથી જન્મેલી શ્રધ્ધા હજી નવા નવા ક્ષેત્રમાં સાહસ ખેડવા પ્રેરણા આપશે એ નિર્વિવાદ છે.

———

# (કાલા ચોર) રાજા સેન્ડો પ્રોડક્ષન

રાજા સેન્ડો, પદ્માદેવી, ઇશ્વરલાલ, ખાતૂન, અને રામ આપ્ટે.

કાલા ચોરના એક દૃશ્યમાં

Registered No. B. 3386

૬ ઠું અઠવાડી

સીનેમા સમ્રા

ગોહર

બેનમુન અભિન

રજુ કરે છે

રણજીત

દેશદાસી

ચંદુલાલ શા

પ્રોડક્શન

વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.